

# શ્રીપુરુષોત્તમયોગ.

(શ્રીગીતાજીનો પંદરમો અધ્યાય.)

ૐ વિશ્વાનિ દેવ સવિતર્,
દુરિતાનિ પરાસુવ ।
યદ્ભદ્રં તન્ન આસુવ ॥

અર્થઃ—હે સરજનહાર દેવ! અમારાં બધાં દુરિતને—પાપને—દૂર કર, જે ભદ્ર—ભલું—હોય તે અમને આપ.

પ્રસિદ્ધકર્તા
આનંદાશ્રમ.
બ્રહ્મચારી શંકરશાસ્ત્રી
બીલખા—કાઠિયાવાડ.

પ્રતિ ૫૦૦૦ સંવત ૧૯૮૪

ॐ

# श्रीपुरुषोत्तमयोग.

શ્રીભગવાનુવાચ—શ્રીભગવાન્ બોલ્યાઃ-

ઊર્ધ્વમૂલમધઃ શાખ—

મશ્વત્થં પ્રાહુરવ્યયમ્ ।

છન્દાંસિ યસ્ય પર્ણાનિ,

યસ્તં વેદ સ વેદવિત્ ॥ ૧ ॥

વેદ કહે છે કે આ સંસારને પીપળો સમજવો. તેનું બ્રહ્મરૂપ મૂળ ઉંચું છે, અને હિરણ્યગર્ભરૂપ ડાળ નીચે છે. વેદના મંત્રો તેનાં પાંદડાં છે. તે અવ્યય (બ્રહ્મજ્ઞાનવિના નાશ ન પામે તેવો) કહેવાય છે. જે પુરુષ આ પીપળાને મૂળસહિત જાણે છે તે વેદને જાણનાર કહેવાય છે. ૧

અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા,
ગુણપ્રવૃદ્ધા વિષયપ્રવાલાઃ ।
અધશ્ચ મૂલાન્યનુસંતતાનિ,
કર્માનુબન્ધીનિ મનુષ્યલોકે ॥ ૨ ॥

નીચે અને ઉંચે તેની શાખાઓ પ્રસરેલી છે, ને શાખાઓ સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણવડે બહુ વૃદ્ધિ પામેલી છે, અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ રૂપ પાંદડાંવાળી છે. મનુષ્યલોકમાં તેનાં મૂળો નીચે ને ઉપર ગુંથાયેલાં છે, કે જે કર્મરૂપ બન્ધન આપનારાં છે. ૨

ન રૂપમસ્યેહ તથોપલભ્યતે,
નાન્તો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા ।
અશ્વત્થમેનં સુવિરૂઢમૂલ-
મસંગશસ્ત્રેણ દૃઢેન છિત્ત્વા ॥૩॥

અહીં સંસારનું આવું રૂપ દેખાતું નથી, તેમ તેનાં આદિ, અન્ત કે સ્થિતિ પણ જણાતાં નથી

છતાં તે સંસારરૂપ પીપળે બહુ ઉંડાં મૂળ ઘાલ્યાં છે, તેનો અસંગનામના દૃઢ શસ્ત્રથી છેદ કરી, ૩

તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં,
યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ ।
તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે,
યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥૪॥

પછી તે સ્થાનની શોધ કરવી, કે જ્યાં ગયા પછી પાછા ફરવું પડતું નથી, અને મનમાં એવી દૃઢ ભાવના કરવી કે તે આદિ પુરુષ મહાદેવને હું શરણે રહ્યો છું, કે જેનાથી આ બધી જૂની પ્રવૃત્તિ પ્રકટેલી છે. ૪

નિર્માનમોહા જિતસંગદોષા,
અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ ।
દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખસંજ્ઞૈ-
ર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ॥૫॥

અભિમાન અને મોહવિનાના, સંગદોષને જિતેલા, નિત્ય આત્મામાંજ રમી રહેલા, કોઇ પ્રકારની ઇચ્છાવગરના અને સુખદુઃખનામના દ્વન્દ્વથી છૂટા થયેલા વિવેકી પુરુષો તે અવિનાશી મોક્ષપદને પામે છે. ૫

**ન તદ્ભાસયતે સૂર્યો, ન શશાંકો ન પાવકઃ ।**
**યદ્ગત્વા ન નિવર્તન્તે, તદ્ધામ પરમં મમ ॥૬॥**

તે મોક્ષપદને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી, અને જ્યાં ગયા પછી પાછા ફરવાપણું રહેતું નથી તે મારું પરમ ધામ છે. ૬

**મમૈવાંશો જીવલોકે, જીવભૂતઃ સનાતનઃ ।**
**મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ, પ્રકૃતિસ્થાનિ કર્ષતિ ॥૭॥**

આ જીવલોકમાં જીવ એ મારો સનાતન-નિત્ય-અંશ છે, અને તે જીવ પ્રકૃતિમાં રહેલી મન-સહિત છ ઇન્દ્રિયોને ખેંચે છે. ૭

શરીરં યદવાપ્નોતિ, યચ્ચાપ્યુત્ક્રામતીશ્વરઃ ।
ગૃહીત્વૈતાનિ સંયાતિ, વાયુર્ગન્ધાનિવાશયાત્ ॥૮॥

જ્યારે જીવ નવું શરીર પામે છે, અને જ્યારે મરણ પામી આ શરીરનો ત્યાગ કરે છે ત્યારે પણ આ છને એટલે લિંગશરીરને ( પાંચ પ્રાણ, પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, મન અને બુદ્ધિને ) સાથે લઇને જાય છે, વાયુ જેમ પુષ્પમાંથી ગન્ધ લઇને જાય છે તેમ. ૮

શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ, રસનં ઘ્રાણમેવ ચ ।
અધિષ્ઠાય મનશ્ચાયં, વિષયાનુપસેવતે ॥ ૯ ॥

આ જીવ કાન, આંખ, ત્વચા, રસના, નાક અને મનનો આશ્રય કરી વિષયોને ભોગવે છે. ૯

ઉત્ક્રામન્તં સ્થિતં વાપિ,
ભુંજાનં વા ગુણાન્વિતમ્ ।
વિમૂઢા નાનુપશ્યન્તિ,
પશ્યન્તિ જ્ઞાનચક્ષુષઃ ॥ ૧૦ ॥

ત્રણ ગુણની સાથે રહીને શરીરમાંથી બહાર નીકળનારા, શરીરમાં રહેનારા અને કર્મફલ ભોગવનારા જીવના શુદ્ધસ્વરૂપને મૂઢલોકો જોઇ શકતા નથી, પણ જ્ઞાનદૃષ્ટિવાળા વિવેકી તેને જોઇ શકે છે. ૧૦

યતન્તો યોગિનશ્ચૈનં, પશ્યન્ત્યાત્મન્યવસ્થિતમ્ ।
યતન્તોઽપ્યકૃતાત્માનો, નૈનં પશ્યન્ત્યચેતસઃ ॥૧૧॥

જપ, તપ, સ્વાધ્યાય ને ધ્યાન વગેરેથી યત્ન કરનારા યોગીઓ હૃદયમાં રહેલા આ આત્માને જુએ છે, પણ અશુદ્ધ અન્તઃકરણવાળા અને ઘણી વાસનાવાળાં લોકો યત્ન કરવા છતાં પણ આને જોઇ શકતા નથી. ૧૧

યદાદિત્યગતં તેજો, જગદ્ભાસયતેઽખિલમ્ ।
યચ્ચન્દ્રમસિ યચ્ચાગ્નૌ, તત્તેજો વિદ્ધિ મામકમ્ ૧૨

જે તેજ સૂર્યમાં રહી અખિલ જગતને પ્રકાશ આપે છે, ઉપરાંત જે તેજ ચન્દ્રમાં અને અગ્નિમાં રહેલું છે તે બધું મારુંજ તેજ છે એમ તું સમજ. ૧૨

ગામાવિશ્ય ચ ભૂતાનિ,
ધારયામ્યહમોજસા ।
પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ,
સોમો ભૂત્વા રસાત્મકઃ ॥ ૧૩ ॥

હું પૃથ્વીમાં પ્રવેશી આકર્ષણશક્તિથી બધાં પ્રાણીઓને ધારણ કરું છું, અને રસસ્વભાવવાળા ચન્દ્રરૂપે થઇ બધી ઔષધીઓને પોષું છું. ૧૩

અહં વૈશ્વાનરો ભૂત્વા, પ્રાણિનાં દેહમાશ્રિતઃ ।
પ્રાણાપાનસમાયુક્તઃ, પચામ્યન્નં ચતુર્વિધમ્ ॥૧૪

હું જઠરાગ્નિરૂપે થઇ પ્રાણીઓના દેહમાં રહી, પ્રાણ ને અપાનની સાથે મળી, ખાધેલા ચાર પ્રકારના અન્નને પચાવું છું. ૧૪

સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટો,
મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ।
વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો,
વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્ ॥ ૧૫ ॥

સર્વના હૃદયમાં હું રહેલો છું. મારાથી સ્મરણ, જ્ઞાન અને વિસ્મરણ થાય છે. સર્વ વેદશાસ્ત્રોવડે જાણવાયોગ્ય હુંજ છું, અને વેદાન્તશાસ્ત્રનો કર્તા તથા વેદવેત્તા પણ હુંજ છું. ૧૫

દ્વાવિમૌ પુરુષૌ લોકે, ક્ષરશ્ચાક્ષર એવ ચ ।
ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ, કૂટસ્થોક્ષર ઉચ્યતે ॥૧૬॥

આ જગત્માં બે પુરુષ છે. ક્ષર અને અક્ષર. સર્વભૂતો ક્ષર કહેવાય છે, અને અવિકારીજેવી પ્રકૃતિ તે અક્ષર કહેવાય છે. ૧૬

ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ, પરમાત્મેત્યુદાહૃતઃ ।
યો લોકત્રયમાવિશ્ય, બિભર્ત્યવ્યય ઈશ્વરઃ ॥૧૭

એ બે પુરુષના કરતાં એક બીજા પુરુષ છે જે પરમાત્મા એ નામથી કહેવાય છે, અને તે અવિનાશી ઈશ્વર અન્તર્યામિરૂપે રહી ત્રણ લોકને ધારણ કરે છે. ૧૭

યસ્માત્ક્ષરમતીતોહ-મક્ષરાદપિ ચોત્તમઃ ।
અતોઽસ્મિ લોકે વેદે ચ, પ્રથિતઃ પુરુષોત્તમઃ ॥૧૮

જેથી હું ક્ષરથી—ભૂતોથી—પર છું, અને અક્ષરના-પ્રકૃતિના—કરતાં પણ ઉત્તમ છું, તેથી હું લોકમાં અને વેદમાં પુરુષોત્તમનામે પ્રસિદ્ધ છું. ૧૮

યો મામેવમસંમૂઢો, જાનાતિ પુરુષોત્તમમ્ ।
સ સર્વવિદ્ભજતિ માં, સર્વભાવેન ભારત ॥૧૯

હે અર્જુન! જે વિવેકી આ પ્રમાણે મને પુરુષોત્તમતરીકે જાણે છે તે સર્વજ્ઞ થાય છે, અને સર્વભાવથી મને ભજે છે. ૧૯

ઇતિ ગુહ્યતમં શાસ્ત્ર-મિદમુક્તં મયાનઘ ।
એતદ્ બુદ્ધ્વા બુદ્ધિમાન્સ્યાત, કૃતકૃત્યશ્ચ ભારત ૨૦

હે અનઘ! હે ભારત! આ પ્રમાણે ગુહ્યતમ શાસ્ત્ર મેં તને કહ્યું. એ સમજીને પુરુષ જ્ઞાની અને કૃતકૃત્ય થાય છે. ૨૦ ઇતિ શિવમ્ ॥

॥ इति श्रीपुरुषोत्तमयोगः संपूर्णः ॥

પ્રા૦ શંકરશાસ્ત્રી

# સદ્‌ગુણી માણસનાં લક્ષણો.

અભયં સત્વ   દ્ધિ,
  જ્ઞાનયોગવ્યવસ્થિતિ: ।
દાનં દમશ્ચ યજ્ઞશ્ચ,
  સ્વાધ્યાયસ્તપ આર્જવમ્ ॥ ૧ ॥
અહિંસા સત્યમક્રોધસ્,
  ત્યાગ: શાન્તિરપૈશુનમ્ ।
દયા ભૂતેષ્વલોલુપ્ત્વં,
  માર્દવં હ્રીરચાપલમ્ ॥ ૨ ॥
તેજ: ક્ષમા ધૃતિઃ શૌચ-
  મદ્રોહો નાતિમાનિતા ।
ભવન્તિ સંપદં દૈવી-
  મભિજાતસ્ય ભારત ॥ ૩ ॥
  ગીતાજી ૧૬ મો અધ્યાય.

હે અર્જુન! દૈવી સંપત્તિમાં જન્મેલા પુરુષ-માં નીચેના છવીશ શુભ ગુણો વિકસેલા હોય છે:-

૧ અભય. ૨ સત્વસંશુદ્ધિ-મ
૩ જ્ઞાન અને યોગમાં સ્થિરતા. ૪ દ
સાદાઈ. ( મોજશોખને ત્યાગ. )
સ્વાધ્યાય-વેદ અને ગીતાજીને નિત્ય
વડીલોની સેવા. ૯ આર્જવ-સરલતા. ૧૦
૧૧ સત્ય. ૧૨ અક્રોધ. ૧૩ ત્યાગ. ૧૪ શાં
૧૫ અપૈશુન-ચાડી ન કરવી તે. ૧૬ ભૂતદયા.
અલોલુત્વ-લાલચુ ન હોવું તે. ૧૮ માર્દવ-કોમળ
૧૯ હ્રી-લજ્જા. ૨૦ અચાપલ-કામમાં એકા
૨૧ તેજ-ક્રોધથી ન દબાવું તે. ૨૨ ક્ષ
૨૩ ધૃતિ-ધૈર્ય. ૨૪ શૌચ-પવિત્રતા. ૨૫ અદ્રોહ
૨૬ નાતિમાનિતા-અભિમાની ન થવું તે.

---

અમદાવાદ-ઘીકાંટારોડ ઉપર ધી "નિર્મળ" પ્રિં
પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.